તિલક સ્વરાજ્યફાળા હિતાર્થે.

# અસહકાર-રૂપરેખા

( એક કાવ્ય )


લેખક અને પ્રકાશક

બાલકૃષ્ણ અમૃતલાલ શુકલ.


૦-૧-૦


ઠે. સૈયદપરા [illegible]શેરી-સુરત.

# સમર્પણ.

સદ્વિદ્યા–મતિ એવી સુરસવતી, કે માત્ર સ્વાદે સુધા,
લાલિત્યે પરિપૂર્ણ સર્વ ગુણથી સંપન્ન સુખાવિંતા;
વીણા હસ્ત, મયૂરવાહન અને સુરાદિથી વંદિતા,
એવી દેવી સરસ્વતી શરણમાં, આ કાવ્ય અર્પું સખા.

# બે બોલ.

અસહકાર રૂપ-રેખા કાવ્ય એના ઉત્સાહી લેખક અને પ્રકાશક ભાઈ **બાલકૃષ્ણ અમૃતલાલ** શુકલ. પ્રજા ચેતનના રાષ્ટ્રીય સપ્તાહ પ્રસંગે પ્રકટ કરે છે અને એનું તમામ ઉત્પન્ન તિલક સ્વરાજ્ય ફાળામાં આપે છે. આ પુસ્તકની છપામણી ખર્ચ પણ એક દેશાભિમાની ભાઈ તરફથી મળે છે એટલે સ્વરાજ્ય ફાળાને પુરેપૂરી આવક મળશે.

પ્રજા ચેતનના અઠવાડીઆમાં આ જુસ્સાદાર કાવ્ય વાંચનારમાં વધારે જુસ્સો પેદા કરશે એવી આશા છે. કાવ્ય તરીકેના ગુણદોષ જોવાનો ને લેખકનો પરિચય કરાવવાનો વખત નથી મળ્યો પણ જુસ્સો અને દેશાભિમાન તો આ કાવ્યમાં ભરેલાંજ છે.

સુરત<br>
તા. ૬-૪-૨૨. } **કલ્યાણજી વિઠલભાઇ.**

---

**સુરત** ભાગાતળાવ રોડપર આવેલા ધી "**ઇન્ડીઆ**" પ્રીન્ટીંગ પ્રેસમાં **કંચનલાલ ચુનીલાલે** છાપ્યાં.

# અસહકાર-રૂપરેષા.

## ૧. રેંટીઓ, ખાદી અને અસહકાર.

લાવણી.

સૌ ચલો પંડા મયદાન, વાગે રણતૂરો;
યાહોમ ધસો સૌ આગે, ગાંધીના શૂરો.
ખાદીના ટોપ કવચ બખ્તર,
નિશાનો ખાદીનાં ફરફર;
ફેરવો સુદર્શન ચક્કર,
ગજાવો રણવાધો ઘરઘર.
શૂરનાદ ભરે આનંદ ઉરમાં પૂરો;
યાહોમ ધસો સૌ આગે ગાંધીના શૂરો.
શૂરાઓ સહકારને તજનાર,
વિદેશી વસ્ત્રો પરહરનાર;
સાચવે ખાદીનો વ્યવહાર,
એજ છે સાચો અસહકાર.
દીન દેશતણું દારિદ્રય દૂર કરનારો,
છે નિર્જીવને અમીરૂપ જીવન દેનારો;
એ શ્વેતરંગી આદેશ ધવલ ધરનારો,
ગુરૂ ગાંધીની અમીદ્રષ્ટ જરૂર હરનારો;
મહામંત્ર તણો સજી સાજ શૂર સૈનિકો,
યાહોમ ધસો સૌ આગે, ગાંધીના વીરો.

## ૨. વિદેશી વસ્ત્ર, દારૂ અને તાડીનું વેચાણ.

વાણીએ કર્યું માંડયા વ્યાપાર,
હાટ સૌ વિદેશી વસ્ત્રાગાર;

જાળવે ક્રય વિક્રય વ્યવહાર,
દેશની દયા નથી તલભાર.
તાડીને દારૂનાં વેચાણ,
કર્યે છે કલાલની દુકાન;
હરે છે રંક જીવન ધન-પ્રાણ,
દેશને કરતા કચ્ચર-ઘાણ.

બની સ્વાર્થ વિષે સૌ અંધ રકત પીનારા,
યાંહોમ દેશનો દ્રોહ સદૈવ કરનારા;
તમ વિવેક શૂન્ય બધિર ઉરપટ તોડો,
આ રંક દેશને યોગ્ય પ્રવૃત્તિ જોડો.
સૌ વિદેશી વાપરનાર,
મદિરાને ભાવે ભજનાર;
દ્રોહમાં સરખા હિસ્સેદાર,
છોડી દો સર્વ અસદ્વ્યાપાર.

તમકાજ પહેરેગીર બન્યા કંઈ શૂરા,
તમકાજ ધરી નીજ સ્કંધ ત્યાગની ધૂરા;
તમકાજ કૂળાં યુવાન તજી નીજ મ્હેલો,
તમકાજ તજી ઘરબાર વસાવે જેલો.
તમકાજ તજે કો પિતા પુત્ર ધનદારા,
તમકાજ તીખાં કો ટેક ધરે અસીધારા;
તમકાજ આજ કો કષ્ટ અનેક સહે છે,
તદપિ તમ પાપી વૃત્તિ સદોદિત વહે છે.
થાઓ સૌ વીર ફરી તૈયાર,
દેશના પાપ તમે ધોનાર;
દેશના પવિત્ર નરનેનાર
દેશનો યજ્ઞ ફરી યજનાર.

આહૂતિ નિર્દોષ દેનાર,
થશે તવ દેશ તણો ઉદ્ધાર;
તજી દો જીવન તણી મમતા,
બજાવો ફતેહના ડંકા.

## ૩ સરકારી નિશાળોનો ત્યાગ, વિદ્યાપીઠોની સ્થાપના.

જોહુકમ સલામી માન ભંગ કરનારી,
હાજી હાની સૌ વફાદારી ભરનારી;
કંઈ બાલતણી તન–મન શક્તિ હરનારી,
આખરમાં શિક્ષિત ગુલામને ઘડનારી.
અહીં ચાલી રહી નિશાળ બહુ સરકારી,
એ બેડી દેશને ગુલામીમાં જડનારી;
તજી દો શિક્ષા અનુકૂલ નથી મર્દોને,
કરતી પયદા એ **સ્વાર્થી, ભીરૂ વ્યંઢળને.**
સંગીન આદર્શ ભર્યું જ્ઞાન દેનારી,
આ દેશ તણી સૌ સ્વતંત્રા લેનારી;
આ લોક અને પરલોક સિદ્ધિની દાતા.
વિદ્યાપીઠો એ આર્ય દેશની માતા.
નીજ અધમ દેશની ઉન્નતિને ચહાનારા;
એ પૂણ્ય માર્ગમાં વર્ષાવો ધન–ધારા.

## ૪. વકીલાત અને અદાલતોનો બહિષ્કાર, લવાદી પંચોની સ્થાપના.

દેશની અધમ દશા કરનાર,
ગુલામી બંધ સબળ જડનાર;
ગુલામી પ્રથા તણી પ્રતિપાળ,
અધમ શી અદાલતોની જાળ !

ગુંથતી શયતાની સરકાર,
ગુલામો કરી તે'ની દરકાર;
બન્યા કો ન્યાયાધીશ સરદાર,
દ્રવ્યથી ન્યાય તૂલા કરનાર.
દ્રવ્યનું પલ્લુ નમતું જાય,
જૂઠાણું સત્ય થયેલ મનાય;
કંઈ નિર્દોષ માર્યા જાય,
ન્યાયની નજરે દોષ જણાય.
સનંદી વકીલ ત્યાં ઉભરાય,
બુદ્ધિના વાદવિવાદો થાય;
સત્ય વિવાદે જૂઠું જણાય,
રચાયે વિવાદપર એ ન્યાય.
ડોળને દમામમાં રહેનાર,
અસીલનાં ખિસ્સાં કાતરનાર;
મળે જો મનગમતા બહુ દામ,
બુદ્ધિ દીશા બદલે સરિયામ.

એ અદાલતો ને દ્વાર દ્રવ્યના રેલા,
રેલાવી રહ્યા છે મૂર્ખ ગમારો ઘેલા;
જો સત્ય હોય તો ને શાને વેચાયે,
જો સત્ય હોય તો શીદ સાબીત કરાયે.
સૌ કુસંપના એ બીજ કલેશ કરનારા,
પ્રતિજનમાં દ્વેષ વિરોધ સદૈવ વ્હાનારા;
એ વાદવિવાદ ને બુદ્ધિ તર્ક કરનારા,
એ કહેવાતી સૌ ન્યાય તૂલા ધરનારા.
તમ કાર્ય વડે સૌ ટકી ગુલામી જાણો,
તમ કાર્ય વડે પરરાજ્ય-શૃંખલા પાળો;

આ દેશ પરાધીન–રાજ્ય–પ્રથા–પરિણામે,
રે ગયો ચૂસાઈ હાડ ચામ રહ્યું નામે.
હજીયે ઉન્નતિ યદિ જન્મભૂમિની ચાહો,
તમે તરછોડો તત્કાળ કપટમય જાળો;
સૌ લોક તજી દો અદાલતોના દ્વારો,
વીણ દ્રવ્યે ત્યાં તો ન્યાય નથી મળનારો.
સૌ ઠામ પ્રજા નીજ પંચ પ્રતિષ્ઠિત સ્થાપે,
જ્યાં પ્રજાતણો સરપંચ ન્યાયને આપે;
સૌ પ્રજા ન્યાય અન્યાય નિહાળી ચાલે,
રાખી ઇશ્વરનો ડર ચૂકાદા પાળે.

## ૫. ખિતાબો અને સરકારી ગુલામીનો ત્યાગ.

નહીં અહીં માત્ર ન્યાય વેચાય,
લીલામો માનપાનના થાય;
હોય જો હરામના બહુ દામ,
સધાયે દામ દેતાં સૌ કામ.
ખિતાબો દિયે બહુ સરકાર,
દામ દઈ ખુશામતી કરનાર;
હોંસથી નામ પૂંઠે ધરનાર,
વાસ્તવે 'ગુલામના સરદાર.'
પશુ બળપર છે જેનું જોર,
જુલ્મ જોહાકીનો જ્યાં દોર;
અહીંની આપખુદ સરકાર,
સેવતા વિવિધ ધરી અધિકાર.
તજી દઈ સ્વમાનની દરકાર,
પાંચ પચ્ચાના તાબેદાર;
દેશનું ધન જીવન હરનાર,
કૈંક સ્ત્રી–લજ્જાને લુંટનાર.

ખોટ શું ન્યાયવૃત્તિની નેટ,
ભરાયે નહીં શું પાપી પેટ;
હોય શું નામર્દોને ટેક,
ગુલામોને શાનો વિવેક!
તમ દેશ તણી અવદશા અંતરે સાલે,
યદિ અંશ દયાનો તમ ઉરને ઉજાળે;
તો માનપાનના ચાંદ ખિતાબો મોટા,
છે ખુશામતીના ચિહ્ન તજી દો ખોટા.
થાણેથી તે ઠેઠ હજુરના એવા,
સૌ સરકારી નોકર તજે નીજ સેવા;
કંઈ જીવન ગુજારો કરે સુદર્શન શર્ણે,
આજન્મ સેવના ધરે દેશને ચર્ણે.

## ૬. સૈન્ય અને શસ્ત્રમુક્તિ.

પ્રચંડ પંજાબીઓ બળવાન,
ગુરૂ નાનકના સૌ ગુણવાન;
શીખ શું શોભે સિંહ સમાન,
ધર્મ યુદ્ધે દે ઝૂઝી પ્રાણ.
રજપૂતો દેતા મૂછે તાલ,
રાખતા શાં વીર–ચક્ષુ લાલ;
શીર નીજ હસ્ત લઈ ફરનાર,
યુદ્ધમાં કેસરીયા કરનાર.
ગુરખા ગુણીયલ ગટ્ટી જાત;
ભક્ત શંકરના જગ–વિખ્યાત;
કીરીટ હિમાદ્રિનું કૈલાસ,
શ્રેષ્ઠ સૌ શીવગણનો ત્યાં વાસ.
મરાઠા પણ મમતીલા છેક,
પ્રાણ જાતાં નવ મૂકે ટેક;

ધર્મવીર શીવાજીના શૂર,
હમારી ભરત–ભૂમિનાં નૂર.
કુરાને શરીફના પઢનાર,
અહલે વતન હિંદ ગણનાર;
મુસલમાં બિરાદરો હમ આજ,
ધર્મની શીદાગીરીના તાજ.

રજપૂત, મરાઠા, શીખ, શુરા પંજાબી,
ઓ ગુણીયલ ગુરખા બીરાદરો ઇસ્લામી;
આ આપખુદ સત્તાના સૌ બાખારી.
થઇ પાપી પેટને કાજ કટારી ધારી !
રે સિપાહગીરી તો સત્ય પૂર્વજે ધારી,
તમ ખુનમાંથી વીરગુણ ગયા પરવારી;
તમ બળપર રહી મુસ્તાક જુલ્મી સરકારે,
આ દમન નીતિનો દોર બધે દર્શાવે.

તમે જાત અને પરજાત નહીં પીછાનો,
તમે દેશ અને પરદેશ નહીં કંઈ જાણો;
નહીં ન્યાયી અને અન્યાયી હુકમ પરમાણો,
નિર્દય ઉરમાં અનુકંપ લેશ નવ આણો.
નિર્દોષ તણી તમ હસ્ત કતલ થઈ કારી,
નિઃશસ્ત્ર ભાઈઓપર ગોળી વર્ષાવી;
નીજ પવિત્ર ભગિનીની લજ્જા લુંટાવી,
હતભાગ્ય હિન્દના તમ વીરતા શરમાવી.
શૂરવીર જનના નવગુણ હોય હિચકારા,
કદી ચળે મેરૂ અન્યાય નહીં કરનારા;
નથી નથી વીરતા એ પશુવૃત્તિ તમ ભારી,
જે સદા સર્વદા ગુલામીને વરનારી.

રે લ્યાનત છે એ સિપાહગીરીપર ભારી,
વીર હોય તજી આરાધે વૃત્તિ એ સારી;
વન વન રઝળી કરે જાન તણી કુરબાની,
નહીં બને ફરી કદી કસાઈ કર કુહાડી.

## ૭. પોલીસ.

પોલીસો તો રક્ષણને કાજ,
ઉભેલા આંહીં સજીને સાજ:
દીશે જ્યમ હોય વરૂ વિકરાળ,
સાવજો ટાંપે ભરવા ફાળ.

ઝડપતા ઝટ મળ્યો શીકાર,
ચોદમા રત્ન તણો સત્કાર;
કરાવી ઠરાવે ગુન્હેગાર,
હોય જો રજ તો ગજ કરનાર.
દામ લઈ ગુન્હેગાર તજનાર,
લાંચ રૂશ્વતના એ લેનાર;
ધનિક ધન દઈને છૂટી જાય,
રંકનો મરો વિશેષે થાય.

ચોર જુગારીને દે લાગ,
પછીથી પડાવતા નીજ ભાગ;
ઉઘાડા કરે કો અત્યાચાર,
ત્હેની નહીં દાદ અને ફરીયાદ.
ઉઠતા જુલમના પોકાર,
યાદી સરકારી નીકળનાર:
"કરી બહુ તપાસ તો સરકાર,"
"ગલત વાતો બીન પાયાદાર!"

ઘણાં નબળામાં સારા કોક,
ગણાયે સારા નબળા લોક;
અંધમાં હોય દેખતો એક,
ગણાયે તે પણ અંધો છેક.

## ૮. વિનીતોને વિનંતિ.

આ રામરાજ્યના છે આવા અંધેરો,
તદપિ કંઈ ચાહે આંગ્લરાજ્ય વિનીતો;
સૌ વ્યર્થ ગયા એ **મોંડ-ફૉર્ડ** સુધારા,
તદપિ નહીં તજતા મોહ વિનીતો પ્યારા.
એ ભલે સુધારાપર તમ મમના જોડા,
અમ શાંત પ્રવૃત્તિ તણો વિરોધ વિછોડો;
તમ વિરોધથી તો બલ વધુ અમને મળશે,
પણ નામ તમારું દેશદ્રોહીમાં ભળશે.
ચાહે તો કર્મે નિત્ય-ગુલામી ગર્તા,
ચાહે તો થઈએ સ્વતંત્ર શાસન-કર્તા;
આ ગતિ ત્રીશંકુ સમી નહીં સહેવાયે,
રે જીવન મોતનો અચૂક ચૂકાદો થાયે.

## ૯. અંત્યજો ને આભડછેટ.

અંત્યજો એવ આપણું અંગ,
એહવીણુ સમાજ સર્વ અપંગ;
કહેવાતાં સૌ હલકાં કાજ,
કરે છે તેહ તમારાં આજ.
કરો છો સેવાનો સ્વીકાર,
પ્રતિ ફળમાં શો તિરસ્કાર;
પડે પડછાયો તો અભડાય,
આડે નવ અંત્યજથી ફરકાય.

થતો જો અંત્યજનો સંચાર,
ધૂવે કો ઘેલાં નીજ ઘરબાર;
નથી એને સુખનો અધિકાર,
નથી સદ્‌વિદ્યાના સંસ્કાર.

જુદા છે એના સર્વે ચોક,
જુદા એનાથી સર્વે લોક;
ધર્મને નામે ઢોંગ અપાર,
આદરી રહ્યા બહુ અન્યાય.
ગણાતો ઉચ્ચ હિન્દુ--આચાર,
ગુલામી પ્રથાને કેળવનાર;
વાસ્તવે સ્વાર્થ વિષે બની અંધ,
ચલાવે છે સૌ સગવડ-પંથ.
પશુ પક્ષીને જંતુ જીવ,
ગણ્ય અંત્યજ એથી નિર્જીવ;
અડકતાં લાગે આભડછેટ,
સમજતા સર્જ્યા કરવા વેઠ.

ઈશ્વરે સરજી માનવ જાત,
દઈને સૌ સરખા અધિકાર;
ઉચ્ચ ને નીચ તણાં સૌ ભેદ,
કૃતિ એ માનવની પ્રત્યેક.
જન્મ પૂર્વના જે સંસ્કાર,
ન્યૂનાધિક બુદ્ધિનો આધાર;
કણક તો હોય એકની એક,
સર્વ કેળવણીનો વિવેક.
પ્રજા રાખી ઘરમાં ગુલામ,
ધરે છે આઝાદીની હામ;

મળે નહીં આઝાદી મિનમેખ,
કર્મમાં લખ્યા ગુલામી લેખ.
જો ચહો ઓ હીંદીવાન સર્વ આઝાદી,
તો મિટાવો આભડછેટ અંત્ય જો આદિ;
કંઈ કાળ થયાં એ પાપ પ્રથાને પોષો,
કરી લ્યો હાવે પ્રાયશ્ચિત નિવારી દોષો.

કંઈ કાળ થયાં છો અંત્યજના અપરાધી,
તેથીજ હિન્દને ગુલામીની ઉપાધિ:
માનવનો સૌ સહજ ધર્મ તો પાળો,
અંત્યજને નીજ શ્રેય પંથમાં વાળો.
પરવારી નીજ કાર્ય સુઘડતા પાળે,
મન-વચન-શરીર-અવદશા પ્રયત્ને ટાળે;
સુખ સાધન સૌ આવશ્યક કરી આપો,
ને ભાઈ ભાઈનો પ્રેમ પરસ્પર સ્થાપો.

## અટલ્શ્રદ્ધા, પ્રેમ, અહિંસા, શાંતિ.

મુખ્ય છે ચળવળના ચતુરંગ,
અહિંસાને શાંતિનો સંગ;
અટલશ્રદ્ધાને પ્રેમનો યોગ,
હીન્દના છે એ સિદ્ધિ પ્રયોગ.
પશુતાના વિરોધી શસ્ત્ર,
અહિંસાને શાંતિના વ્રત;
પ્રેમના પિયૂષમય કામણ,
અટલ શ્રદ્ધાના આકર્ષણ.
આપણી આધ્યાત્મિક ચળવળ,
નકામું છે શારિરીક બળ;

દેશની પ્રજાનાં આઝાં દળ,
છતાં નિઃશસ્ત્ર અને નિર્બળ.
વિઘાતક શસ્ત્ર તણું જ્યાં જોર,
સંઘ બળનો નવ રહેશે તોર;
ધરીયે પર બળ પર જો હામ,
રહીએ ગુલામના ગુલામ.
હિન્દના અન્ય સર્વ ઉપાય,
વિના આધ્યાત્મિક નિષ્ફળ જાય;
છોડવા દેહ તણા સૌ મોહ,
દેહનો મોહ દેશનો દ્રોહ.

દેહને દુઃખ પડે વિશેષ,
દુઃખ નવ આત્માને લવ લેશ;
દેહનો થાય કદી વિનાશ,
અમર આત્મા નવ થાય નિરાશ.
પ્રેમને વશ થાયે ભગવાન,
પ્રેમને વશ શત્રુ બળવાન;
અટલ શ્રદ્ધાનો જો સંયોગ,
પ્રેમના રહે અવિચળ ભોગ.

અટલશ્રદ્ધા શાંતિને પ્રેમ,
અહિંસાની ધરીયે જો નેમ;
હિન્દનું અવિચળ રાજ્ય સ્થપાય,
સ્વર્ગથી પણ આલે વખણાય.

## ૧૧. ઉપસંહાર.

ડગ ભરો અડગ નહીં એક પંક્તી પણ ચૂકો,
ગુરૂ ગાંધીનો આદેશ અમલમાં મૂકો;

રેંટીઓ ઘર ઘર થાય પ્રવેશ
હિંદનો પવિત્ર ખાદી વેશ;
છોડવાઃ— ગુલામીના ભણતર,
બદતર સરકારી રગતર,
વકીલી અદાલતો ખતાખ,
સર્વ સૈનિક નીજ હથિયાર,
બીકતાને સૌ આભડછેટ.
વૈરને ઇર્ષાના ઉદ્દેશ.
તમે સજીલોઃ—નીજ નિશાળ, લવાદી પંચો,
સૌ સ્વરાજ્યવાદી ટેક શાંતિના સૈન્યો
વળી ખીલાફતી અન્યાય જુલ્મ પંજાબે
એ સર્વ મિટાવો કરી દેશ નીજ તાબે

